કુટેવને છોડાવનાર પેટન્ટ એન્ડ

રજીસ્ટર્ડ

પુસ્તક નામે

# અક્કલનું પડીકું

ઉર્ફે [નંબર ૬]

## શીખામણની સોટી.

રચી છપાવી પ્રસીદ્ધ કર્તા

કોમીક પોએટ ઉર્ફે રાવ કવી

અંબાલાલ પ્રહ્‌લાદજી—નીવાસી નડીઆદ.

હાલ મુકામ કાલોલ જીલ્લે પંચમહાલ.

સંવત ૧૯૭૫ પ્રત ૪૦૦૦ આવૃતિ ૪ સને ૧૯૧૯

દોહરા

સમજો તો છે સજ્જનો, અક્કલ આ અણમોલ,
નો સમજો તો જાણજો, ઠોકયું ઠાલી ઢોલ;
એ-ણીઆનો દારુ છે, પ્રાઈસ ઓફ ધીસ પ્રત,
વાંચીને વીસ્મય થશો, આ રાવ કવીનું કૃત.

કીંમત નથીન્ગ.

મોંઘવારીનો માત્ર ૧।। આનો

નડીઆદ—ધી 'શારદા વિજય' પ્રિન્ટીંગ પ્રેસમાં
શા. હરજીવનદાસ અમરસીએ છાપી—ઠે. સાંથ પીપળી

# [illegible] અને ચમત્કારીક ઔષધ.

## [illegible]મર્સ ગોનોરીઆ પીલ્સ.

ગમે તેવી અસ્મીથી ~~અગર ખરાબ~~ સંગતથી થયેલા પરમીઆનાં વીકટ દરદો જેવાં કે પેસાબમાં તણુખા મારી રસીનું વહેવું તથા પેશાબનું અચકાઈને ટીપે ટીપે આવવું વીગેરે દરદોને આ અકસીર દવા માત્ર ચોવીસજ કલાકમાં નાબુદ કરીને આરામ આપે છે. લાંબા વખતથી થયેલા પરમીયાને પણ તુરત મટાડે છે એકવાર મંગાવી ખાત્રી કરો. કીમ્મત વી. પી સાથે ડબ્બી ૧ નો રૂ. ૧. વળી અમોએ મહાન શ્રમ વેઠી પહાડોમાંથી શોધી કાઢેલી વનસ્પતીનું એક અજબ મલમ બનાવેલું છે કે માત્ર ત્રણ દીવસજ લગાવાથી ગમે તેવા હરસ મસા સાદા યા દુઝતા હોય તેને વગર ઈજાયે મુળમાંથી બાળી મુકી નાબુદ કરે છે. આ અમારી ઉપર બતાવેલી બન્ને દવાઓ એ એક મહાત્માની આપેલી દુવાજ છે જેનાથી હજારો દરદીઓને આરામ થયો છે. હરસના મલમની ડબી કી. વી. પી. સાથે રૂ. ૧. મળવાનું ઠેકાણું.

વૈદ્યરાજ લાભશંકર નાગેશ્વર કારવણવાળા.

ઠે૦—લક્ષ્મીજીના ખાંચામાં. મુ. ડાકોર.



# CERTIFICATE.

Mr. AMBALAL P. Rav Kavi com
peted for prize Drama on recruting and the select committee found him as one of the best competitors. His taste for literature is excelient.

Godhra. } S. D. W. W. Smart
Co% Panchmahal Collector and
h November. } Rewakantha Political Agent.

# અર્પણ પત્રીકા.



હતો ભુતકાળમાં હું ને ભવિષે છું સદા પ્રથમ
સનાતન શુદ્ધ અવનીમાં પ્રકાસું સુર્ય સમ હરદમ
વસું છું આગીમાં હું ને, વિહરતો વ્યોમ પાતાળે
ઝળકો વિજળી પેરે, અનંત શકિતને આધારે
બધે છું હું બધામાં હું વહુ છું વાયુના જોરે
ધરીને જન્મ બાળકનો રમું છું માતને ખોળે
ધરીને સ્વાંગ રૂપાળા નીરાળા ખેલ હુ ખેલું
તરૂવર પહાડમાં હું ને નદીમાં નીર થઇ રેલું
અમર હું ઓળખો વેદાન્તના સીદ્ધાન્ત આધારે
સમરપું મારી પોથી હું પદીને અર્ણમાં મારે.

કર્તા-આઇઓમ પોતે કોમીક પોયેટ ઉર્ફે રાવ કવી.



# સર્વે હક્ક સ્વાધીન.

---

## દોહરો.

સર્વ હક્ક સ્વાધીન પણ, પર આધીન થયાં આણ.
એ પર આધીન સ્વાધીન કરો, તો જાણ્યું પરમાણ

---

( બાઈ તું તે ચા દેવી કે અમારી મહાદેવી !



# ( પીનારનો પોકાર. )

ચાહાની ગરમ લાય જેવી ને રાજ ઉનાળાની લુ જેવા.



## કવાલી.

અરે ચંડાલણી ઓ ચા, હવે તું હીન્દમાંથી જા;
અમારી સાવકી માતા, હવે તું હીન્દમાંથી જા.
કર્યું તેં ખુનનું પાણી, કરી નીરમાલ્ય આ કાયા,
ફસાયા કૈક ફંદામાં, દીવાના ને વળી ડાહ્યા;
અઢારે વરણને ભળગી, વટાળ્યો દેશ ને દુનીયાં,
ગુણો તારા છે ગોઝારા, હવે તું હીન્દમાંથી જા.—અરે૦

બહાવ્યા લોક ચગડોળે ચખાડયો સ્વાદ તેં ભારી,
પીતામાં તો પડી વળગી, ખરે ગુણ હીણુ ગોઝારી;
સડાવી કાળજાં દીધાં, અરે સડ કે પીનારાનાં,
દયા હેવી કરી દુર થા, હવે તું હીન્દમાંથી જા.—અરે૦

નીચ ઉંચ નાના ને મોટા, રીચ કે રંક સરવેને,
ચતુરાઈથી પડી ચોટી, બનાવ્યું વીશ્વ વ્યસની તેં;
ઉરાડી સુસ્તી તેં સઉની, કરી જખમી જીગરમાં ઘા,
પીઠાં તારાં થયાં જયાંત્યાં, હવે તું હીન્દમાંથી જા.—અરે૦

હળાહળ ઝેર છે તુજમાં, ગુણો તારા ઘણા રાશી,
ખુવારી ખુબ કીધી તેં, ગયા તુજથી હવે ત્રાશી;
રહ્યું ના ખુન કાયામાં, હવે તો હાડ માંસને ખા,
પોકારી કહે છે પીનારા હવે તું હીન્દમાંથી જા—અરે૦

વડીલ વૃધ્ધો અમારા તો ન તારો નાસ પણ લેતા,
અમે હીણ ભાગીઆ પુજ વીણ, નથી ક્ષણવાર તો રહેતા,
પીધી તેથી પડયા મરવા, હજી સંતાપે શું કરવા,
નથી તારી જરી પરવા, હવે તું હીન્દમાંથી જા.—અરે૦

પ્રથમતો ઉકળી પંડે, પછીથી અમને ઉકાળ્યા,
જઠર અગ્ની કરી ઝાંખી, સુકોમળ કાળજાં બાળ્યાં;

ઉઠાડી છેક તેં શ્રદ્ધા, કર્યા નીરમાલ્ય નામરદા,
ઘટાડ્યો તેંજ આવરદા, હવે તું હીન્દમાંથી જા—અરે૦

ચઉટે ચોક અને પોળે, શેરી ગલીએ સડક ઉપર,
ખાંચે ખુણે ને ખેતરમાં, છે આ દેવી તમારાં ઘર;
રહી વ્યાપી જરેજરમાં, ગણાઇ દેવીના ગણતરમાં,
આખરે પેઠી ભણતરમાં, હવે તું હીન્દમાંથી જા.—અરે૦

હવે જ્યાં જોઉં છું ત્યાં ત્યાં, ઉતરતી આરતી તારી,
ફીવરની ફોઇબા તુજને, પુંજી રહ્યાં પ્રીતે નર નારી;
વસી વસ્તી અને રણમાં, ખપી દુનીયાના દાતણમાં,
શુરી માતાના ધાવણમાં, હવે તું હીન્દમાંથી જા.—અરે૦

ચીન સીલોન ને જાપાનમાં, જન્મી તું ચા દેવી,
ગણીને પ્રાણથી પ્યારી, બધા જગ્તે તને સેવી;
હવે તો લાગ્યા સૌ બીવા, નથી ચહાતા તને પીવા,
કરીશું તુજ નામના દિવા, હવે તું હીન્દમાંથી જા—અરે૦

અરે તુજને પીવાથી તો, અમારા હાલ થ્યા બુરા,
કર્યો જે સંગ તારો તો, અમે પાગલ બન્યા પુરા;
અતિશે તેં કર્યો અન્યા હવે અમથી વિખુટી થા,
વડા વ્યસનીની મોટીમા, હવે તું હીન્દમાંથી જા—અરે૦

તુજથી કંટાળી હારીને, કહે કવી શાવ કર જોડી;
કૃપા કરીને હે મહાકાળી, અમોને દે હવે છોડી;
અમો સાથે કરી નીકા, કર્યા ચહેરા ખરે પ્રીકા,
પ્રીન લઇને લખી ટીકા, હવે તું હીન્દમાંથી જા—અરે.”

હે મહા દેવી, તમારૂ સેવન કરવાથી ઘણા ભક્તોએ વૈકુંઠે વાસ કર્યો છે. અને ત્યાં દેવતાઓની મીટીન્ગોમાં તેમણે તમારી ઘણીજ પ્રસંસા કરી છે તેથી વૈકુંઠવાસી દેવતાઓ પણ તમારાં દરશન માટે આતુર થઇ રહ્યા છે.

માટે હે મહાકાળી મહાદેવી અને મહા સડસડતી હવે અમોને પડતા મુકીને દેવતાઓને વરવાને સત્વર સ્વર્ગે પધારો અને ત્યાં તેત્રીસ કરોડ દેવતાઓમાં તમારી માં મના વધારો.

---

( આ સાંભળી ચાએ પીનારને આપેલો જુરાબ—અફુણું )

મારા મુરબ્બી ભાઇઓ અને બહેનો હવેથી ચાને બદલે દુધ પીજો, આટલી મારી ખાસ ભલામણ છે.

લી.—ચાહ અનુભવી.

---

## બીડી પીનાર બીડીને ધીક્કારે છે.



## ગજલ સ્વદેશી સીગારેટની.

( રાગ ધુમાડાના ગોટા જેવો )

( ચાલ- ક્યા ખીજા આઇ ચમનમેં રાજર ગુજર જાતા રહા. )

ઓ એ મ્હુમ કુલટા બીડી, પુરેપુરી પીડી ગઇ,
છૂટી ગઇ તેથી હવે, મુજને ઘણી શાન્તી થઇ;
કમ જાત તું તો ગઈ બળી, વળી સંગમાં આવ્યો જને
કોમળ હૃદય કાળુ કર્યું, ધીક્કાર છે બીડી તને

મીઠી મધુરી જાણીને; મેં મુરખે મુખમાં ધરી,
મારી ગણીને માની તે આખર દશા આ શી કરી!
તુજ માટ મેં માઠું મનાવ્યું, ગુરૂ અને માબાપને,
તોપણ દગો અંતે કર્યો ધીક્કાર છે બીડી તને,

તેં ખુનની કીધી ખુવારી, કાળજુ કાળું કર્યું,
નીરબળ કરી સઉ નાડીઓને, દેહનું દૈવત હર્યું,
બસ કસમ ખાઈ કહુંછું હવે કોઇ દીવસ નહી રાખું મને
હું વિદ્વાનને વાયલ કર્યો, ધીક્કાર છે બીડી તને

પીતાં શું તો પીધી તને હાવે ઘણો પસ્તાઉછું,
સ્વપનેય સ્પરશજ તાહરો, નવ થાય એવુ ચાહુંછું;
જે જે પીએ તે તે જનો તો. બાવરા તુજ વીણુ બને
ઓ પાપીણી ગોઝારીણી, ધીક્કાર છે બીડી તને.

તુજ વીણુ બનીને બાવરો, ડેઝી બજારે દોડતો,
તે આજ તુજ દરશન થતાં, પાતાળમાં પેસી જતો,
ઓ કાળમુખી કર્કશા! વળગી પડી તું! વીશ્વને,
તેં મુખ બહુ કાળાં કર્યાં ધીક્કાર છે બીડી તને.

આ દેશ તારા વર્ણવું, તું નર્કથી પણ નષ્ટ છે.
તુજને પીનારા તે જનો સો ભ્રષ્ટથી પણ ભ્રષ્ટ છે;

તેં જખમ જીગરમાં કરી ઝટ આણી મેળવ્યું મોતને.
અંતે નંખાવ્યો નર્કમાં ધીક્કાર છે બીડી તને.

કવી શાજની વાંચી કવીતા, સમજુ જન સમજી ગયા
બાયકોટ બીડીનો કરીને, શાણાઓ સુખીઆ થયા;
મે તો તજી દીધી તને, તેમ તુંય પણ તજજે મને.
કોટાન કોટી વાર છે ધીક્કાર ઓ બીડી તને.

લી. અટલ અનુભવી.

# આ સાંભળી બીડીએ પીનારને આપેલો

## જુવાબ.

રાગ-ઉપરનો ને ગઝલ નીચેની.

આ સાંભળી બીડી કહે, ઓ બે કદર આ શું લવો,
કહેણું બન્યા હાથે કરી, હાવે શું કાંપણ હાંકવો;
ભમ નોંતી કેમ ગમાર શું, જખ મારવા પીધી મને,
હું બીડી બીચારી શું કરૂં, ધીક્કાર છે પીનારને,

વીદ્વાન થઈ વાયલ બન્યા, બુદ્ધિ તમારી ગઈ બળી,
અક્કલ તણા ઉદધી હતા તો, કેમ ના સુજને કળી;

પાગલ હવે પસ્તાવછો તો, ર્‌હાવછો શાને મને.
હું બીડી બીચારી શું કરૂ, ધીક્કાર છે પીનારને.

પીનાર જઈ નર્કે પડ્યા હું તો વસી રહી વીશ્વમાં.
જગ અંધ થઇ વળગ્યું મને, મારે નથી કોઇની તમા.
જન કૈંકને વ્યાધી કરી, સમજાવુ છું સંસારને,
પણ મરતા લગી મુકતા નથી. ધીક્કાર એ પીનારને,

મુકો કેડો મારો હવે ને. તમો પણ જાઓ મરી.
ઉલટી વગોવાઈ વીશ્વમાં, તમ નીચની સંગત કરી;
હૈયા ફુટા ને આંધળા થઈ. હજી શીદ રાખો ફને,
મીથ્યા ફજેત કરો મને, ધીક્કાર છે પીનારને.

કુવી રાવને પણ કોઈક દહાડો, કાનમાં કહેતી જઇ.
કે છીદ્રો લખજો સર્વનાં. પણ મારૂં કંઈ લખશો નહી.
ગુણ દોશ મારા વર્ણવ્યા, ધન્યવાદ છે લખનારને,
ધીક્કાર વાર હજાર છે, પીનારને પાનારને,



આ ધુમ્ર પાનથી પીખી ગયેલા રદયવાળા અને ચાઈ
પીમળાઈને ચઢી ગયેલા વદનવાળા ગુણગ્રાહી સજ્જનો

જો તમો લાંબુ જીવન અને આરોગ્યતાને ઇચ્છતા હો! તો બીડી બાઇ અને ચા માઇ એ બન્ને જોગણીઓના પંજા માંથી બચી જાવ જુવો વળી કહ્યું છે કે—

( રાગ—કાયા કલેવર કારમું છે ગંદકીનો ગાડવો. )

જીવતે જીવે નીજ મોં ઉપર, શા માટે આગને મુકવી
તેથી શું તમને ફાયદો, પુછે છે લખનારો કવી;
માટે તજો સજ્જન તમો, તુચ્છ ટેવ આ બીડી તણી
પીશો તો થાશે ખેંન, કાં તો કાળજે પડશે કણી.

સાચી શીખામણ આટલી, મીત્રો તમે માની જજો,
મારૂ જો નવ માનો તો જઇ, પીનાર જનને પુછજો;
ગરમીનો થાયે રોગ ને વળી, કાળજે ચાંદી પડે,
તે છતાં પણ નથી છોડતો તો, હત્ત તને બીડી રડે.

બીગાડ બહુ બીડી વિષે, બીડી કલેજું બાળતી.
છાતીથી ગળફા છુટતા, તાકાત પણ હલકી થતી;
ક્ષય રોગ પણ થાયે ખરો ને, હાંફ વળી જબરો ચડે,
પણ મરતા લગી નથી મુકતો તો, હત્ત તને બીડી રડે

ઝાઝુ કહેતાં તો હવે, શરમાય છે આ જીભડી.
આ કલમ પણ કંટાળો પામી, કાન પર ગઇ છે ચડી;

ખડીઓ ખશી ગયો બાજુએ, મુમાઈ ગઇ સઘળી સહી.
લખનારે લક્ષ ન આપીયું, તેથી અધુરી આ રહી.

(જો પુરી હૈંજત વાંચવી હોય તો ખુબીનો ખજાનો મંગાવો.)

—

છપ્પો.

ટીમરી ને ઝીઝી તણાં, ઝાડ તણાં જે પાન
તે પાનાની બીડીઓ, પીધે થાય ઉધાન
પીધે થાય ઉધાન, વ્યાધીમાં કરે વધારો
કારણ કે તે માંય પડે, પાપડીઓ ખારે
એ ખાર પાયેલી બીડીઓ, પીધે પીડા પામશો,
રાવ કુવાં સાચું કહે. તમે જમપુરમાં વહેલા જશો

વળી— ભાઇ જો ન આવડતી હોય માગતાં ભીખ,
તો બીડી પીતાં, સત્વર શીખ.

બંધુઓ—આટલું જાણતાં છતાંયે જો વ્યસનને વળગી રહો
તો આ છેવટની એક શીખામણ જરૂર હંમેશને માટે
ધ્યાનમાં રાખજો.

( રાગ—કાયા કલેવર કારમું છે, ગંદકીનો ગાડવો. )

ઓ ફેશન એબલ ફ્રેન્ડ, ચીના પણ શીરૂટનીજ ખડકાવજો.
તેના ઉપર સીગારેટનાં, મંડલ તમે સીંચાવજો.
બીડીઓનાં બાંધી પોટલાં, છાતી ઉપર મુકાવજો,
બાકીની ખીસ્સામાં ભરી, જ્યાં જન્મો ત્યાં લેના જજો

આગળ કશું આવું નથી, તમને બહુ ત્યાં વીતશે,
નથી ગામ કે ઘરબાર તો હોટલ વળી ક્યાંથી હશે.
પેર ફ્રોર કપ શોશર્સ કીટલી. મસાણમાંજ મંગાવજો
ટી-શુગર વીગેરે તમામ સાથે સ્વર્ગમાં લેતા જજો

---

આટલી ભલામણ ચા અને બીડીના બીરાદરોને કરી પણ વીસ્કીના ધ્રસ્કીઓને તો એટલુજ કહેવાનું કે, હે પ્રેમી આ બીરાદરો તમે તો ફક્ત આટલુંજ કરજો કેઃ—

---

વીસ્કીની સીલબંધ શીશીઓ કરી પેક પાસે રાખજો,
જો હોય સ્પીરીટ રંક તો, મહુડા તળે મરવા જજો.
જો હો કદી રીચમેન તો, પીપો ભરી પોચાડજો,
ચપણું પીવાનું ને ચણા જાતે તમે લેતા જજો.

જનરલ જે ડ્રૂન્કર હોય તે, પીઠામાં મૃત્યુ પામજો,
અન્ય જન્મમાં દારૂ તણા, વેચનારના દીકરા થજો.
ત્યાં તો પીઠાની પાસમાં, કબરો તમે ખોદાવજો,
એકાન્ત વીષે આ બધું દીલજાનીને કહેતા જજો.
માય ડીયર ઓર રીકવેસ્ટ મારી, યાદ ઉરમાં રાખજો,
પ્લીઝ ઓલ થીંગ્સ અત્રે અરે ત્યાં નહિ મળે આવી મજા.
મરતી વખત માગાપન કે મીત્રને કહેતા જજો,
નાખી રીમેમ્બર આ બધું બાને તમે લેતા જજો

હી૦ અટલ અનુભવી



 દારૂડીઆને મરતી વખતે તેની

## સ્ત્રીએ રૂબરૂ કરેલું રૂદન.

( કવાલી—બરફ જેવી—રાગ આઈસક્રીમનો )

તમારા ગુણની ગઝલો, હવે હું ગાઈ સંભળાવું;
ખરા ઉદ્‌ગાર અંતરના, મધુર રાગે રડી આવું.

મરતાં સુધી એ મુખમાંથી, મધુ મુકાવા ના દીધો;
ઘેર: જીવ જાતાં સુધીમાં, પીવાયે તેટલો પીધો.

શું આ જળનાજ બદલામાં, ભર્યું તમે દારૂથી હાચું;
ગળ્યો નહી દેહ દારૂમાં, રહી ગયું એટલું કાચું.
વધેલો વાઇન સીસામાં, કહે છે ખુબ ગભરાઇ,
પીનારા તો ગયા નર્કે, માનીતો થઇશ ક્યાં જાઇ.

( એ મારા અક્કલના દરકોલરા પતી તમારાં શાં શાં
વખાણ કરૂ ? )

અરેરે નાથ !

પડ્યા ને પાથર્યા રહેતા, પીયુજી આપ પીઠામાં;
પીતા પેશાબ ત્યાં જઇને, જગી પાત્રો અજીઠામા
એ સીસા ને કોડીયાં તમ વીણ, હવે સુકાઈ જશે સ્વામી
ન લઇ ગયા છાતીએ બાંધી. કરી શું એટલી ખામી
પીયુ મુજ વાક્ય આ છેલું, કહું તે ધ્યાનમાં ધરજો;
કલાલણ પેટે કે કાં તો, કસાઇને ઘેર અવતરજો.
ભમો જો ભૂત યોનીમાં, તો જઈ પીઠામાં ભટકાજો;
વીચરો કદી વૃક્ષ યોનીમાં, તો ઝાડ મહુડા તણું થાજો

વળી વધુમાં—અજબ ને હાયનાં ગાડાં, તમારા પુન્યમાં આપ્યાં;
દાન બહુ ચાયનાં દઇને, તમારા નામ પર સ્થાપ્યાં.

બાજી–સીગ્રારેટો ને સળીઓથી, તમારી સજ્જાઓ ભરશું;
તમારો સબક ને સાધન, તમો પછવાડે વાપરશું.
સજ્જામાં સીસો ચપણું ને. તમારો છે જુનો જોડો;
તમારે વાટનું ભાથું, મુકયો મણ એક રાખોડો.
કશું રહી જાય જો બાકી, તો આવી સ્વપ્નમાં કહેજો;
આ ઘરની હોય ઈચ્છા તો, સુખે સંડાસમાં રહેજો.
તમારી લાશ આ જ્યારે, ચીતા વિશેજ ચરચરશે;
નીકળતાં ગંધ દારૂની બાળનારાઓ કળકળશે.
તમોને બાળવા ડાહ્યુમાં, પણ દારૂડીઆ જોઇએ,
તમો વીણ કુટુંબમાં પ્યારા, નથી પીતું બીજું કોઇએ.
અવળચંડા ને હત્યારા, અકેલા આપ જન્મ્યાતા,
સોનાના સૂર્ય તો આજે, ઉગ્યા વહાલા તમો જાતાં.
માગણી એક આ મારી, સ્વીકારીને પ્રીતે પળચો,
સાતે ભવ સ્વામીજી મુજને, તમે ફરીવાર નવ મળશો.
તમે તો દારૂમાં ડુલ્યા, મને ડુબાવી દુઃખમાં,
ઘરેણાં ને વળી આંઠાં, ગયાં પીઠામાં ને ન્હામાં.
તમારા બીલોની ઢીલે, કલાલો પોકો મુકે છે,

વળી બહુ હોટલોવાળા ભર્યા લોકોમાં ભુકે છે,
તમારી બુદ્ધિનાં બજુગાં બજારે દોસ્તો કુકે છે,
વેસ્યાઓ તો વળી ટોળે તમારાં ગાજીયાં લે છે.
અરે રે—સોડા લેમન અને જંજીર તમોને કોણ ત્યાં પાશે

આવો વહાલા કહી વેસ્યા વીના ત્યાં કોણ કર રહો.
નથી ત્યાં રંડીના માળા ઉચ્ચાળા ક્યાં તમે ભરશો.
હાંડીઆ દોસ્તો વીણુ પ્યારા અકેલા શી રીતે ફરશો
આ—તમારા નામનો ચુડો તગો પછવાડે ફોડયો છે.

જાવો ચંદ્રો દવાકર તક, હવે સબંધ છોડયો છે.
સાતે ભવમાંય સ્વામીજી કહા સામાએ નવ મળજો.
જજો જાનમની ખાડીમાં કે નબીન રહાય ત્યાં ટળજો
અરે—એક દીન કુવી રાવે કહ્યું તુ તમને કર જોડી.

તે આજે આગળે આવ્યું ગાલ્યા ચોળાવી રાખોડી
લેજો સઉ સાંભળી શાણા હવે છે ટાઇમ છેલ્લો આ,
પછી નહી મુજથી કહેવાયે સગાં સઉ એકઠાં થતાં.
હે નાથ—તમારી અક્કલને સીકલ તણું જગમાં નથી જોડું

વધુ કહેતી નથી વહાલા ઘણું માનો કહ્યું થોડું;
કાળજુ તો ફુટી બાળ્યું ચડસ ચાંડુલની ચલમે;
અધુરૂ તે થયું પુરૂ સહ્યા કુવી રાવની કલમે,

તમારી શોભીતી સજ્જત કેવા વીંપ્રો તે લઈ જાશે,
હકીકત સર્વ તે હાવે ભાગ બીજામાં વંચાશે.

હે હૈયાના ફુટેલા અને દીનમાંનના ઉઠેલા નાથ તમે ખુબીના ખજાના જેવું પવીત્ર પુસ્તક વાંચ્યુ પણ તેમાંથી તમોને જરાએ અસર ન થઈ છેવટ દારૂમાં ને દારૂમાં કુતરાને મોતે મુવા અને હાથે કરીને વાગતે ઢાલે નર્કે ગયા હજારવાર ધીક્કાર છે તમારા જેવા કરમચંડાળને કે ખુબીના ખજાનાનુ પુસ્તક વાંચવાથી હજારો વ્યસનીઓએ પોતાને પડેલી કુટેવોનો પરીત્યાગ કરી દીધો અને પોતે સુધરી ગયા તેમ બીજાને પણ સુધાર્યા પરંતુ તમો તો મહીસાગરના કાળા પથ્થર જેવા હતા તેથી જરાએ ભીંજ્યા નહી. તેનું ફળ તમને મળ્યું.

મારા મુરબ્બી ભારતવાસી ભાઈઓ તમો તમારી નજરે જુવો છો કે મહુડાના ઝાડે જ્યારે મહુડાં થાય છે ત્યારે તે ઝાડનાં આભુષણરૂપી તમામ પાંદડાં ખરી જાય છે અને વૃક્ષ તદ્દન નાગુધજ બની જાય છે. તો પછી તે મહુડાનો અર્ક પીને નર્ક નીવાસી થનાર તો સધુચાં લુગડાં કાઢી નાંખી નાચો બને તેમાં શી નવાઈ મઝા લુંટવા અને કુટેવ છુટવા ( ખુબીનો ખજાનો ) મંગાવો.

કોમીક પોપેટ ઉર્ફે રાવ કવી

# સટોરીઆની સ્ત્રીએ ધણીની રૂબરૂમાં ફુટેલા કોમીક રાજીઓ.

( રાગ તેજી મંદીનો )

શું તે ઉછાંછળા શું થાવછો રે બનો છાકીને છેલ;
સ્વામી થયા તમે સટોરીઆ, જાણું ભોગવશો જેલ.
હાથનાં કર્યાં તે હૈયે વાગશે.

કહ્યું માનો ને મારા કંથજીરે. નથી સટ્ટામાં સાર;
મીલકત વીશે તો પુળો મુકશો વળી ખોશો ઘરને બાર. હા૦
પીંજરથી લાવેલું પાણી કર્યું રે, વળી થયા રકજદાર;
સગાં વહાલાં સર્વને શત્રુ કર્યાં, માથે સરકારનો માર. હા૦
ભુડીયાં ખાવાને નિત્ય જાવછોરે, પડી તમને એ ટેવ;
ઘરની રસોઈઓ ગમતી નથી, ફાકો મમરાને સેવ હા૦
સવાર થયું કે સ્વામી તમેરે, જાવ હોટલની માંય;
શીંગલ ને ડબલ સોહ્ડકાસ્તા, તેથી ચડી બેડી જુવો ચાય. હા૦
હાથે પગેથી હળવી કરીરે, મેલી ખાધો સઉ માલ;
આગળ ઉપર વીતશે અતી, તમારી ખેંચાશે ખાલ. હા૦
મરજો માબાપો માહરાં રે, કીધું અણઘટતું કામ;
જમાઇ આવો જુગટીઓ કયાંથી જડયો, ફુંકી ખાધું તમામ. હા૦
સ્વામી જેનો થયો સટોરીઓરે, તેની નારીને ત્રાસ;
સંસાર વહેવાર સઘળો તજી, વેઠવો પડે વનવાસ. હા૦
દાવ કવીનો રચેલો રાજીઓરે, તમારી રૂબરૂ ગવાય;

આજ પછી જો સટ્ટો કરો તો તમને કોલેરા થાય. હાં૦ સ્વામીનાથ સાંભળ્યો આ રાજીઓ અને આથી જો મનને શીખામણ ના લાગી હોય તો "ખુબીનો ખજાનો ઉર્ફે ચાલુ જમાનાનો ચીતાર" એ નામનું પુસ્તક મંગાવો અને તે વાંચીને કુટેવો છોડી દો વળી જુવો જરા ગાયન બીજું સાંભળો.

## જુગારીને ઝાડુ.

( ગાયન ગજબનું ને રાગ હાય હાયનો )

અરે ઓ સટ્ટાના શોખીન, તમારો કેમ ઉઠયો છે દીન.
બન્યા શું જુગારમાં બહુ લીન, તમોને વળગ્યો જીવતો જીન.
ગામ ગરાસ ઘરેણાં ગાંઠાં, ગુમાવશો ઘર બાર,
ઇજ્જત ખોશો અરે ઉલ્લુઓ, સજા દેશે સરકાર,
આફરમી રહેશો પર આધીન; તમારો.
સગાં સહોદર અને કુટુમ્બી દેશે સઉ ધીટકાર,
તરણાથી પણ તુચ્છ ગણાશો, નહી ચાલે વહેવાર,
આખરે મરશો ખાઈ અફીણ; તમારો.
ભીખ માગતા થાશો ભુન્ડો નહી રહે રહેવા ઠામ,
દાવાનળ દુખ આવી પડશે, વળી રૂઠશે રામ.
વેચાશો દમડાના દો તીન. તમારો.
લોકો સરવે લોફર કહેશે, રાખશે નહી ઇતબાર,
રાવ કવી કહે ભવીષ્યમાં પણ, પામશો બહુ પેંજાર;
માનો ઓ મુરખ મન મલીન. તમારો

નડીઆદમાં વાળંદોએ હજામતો બંધ કરી એજ પુસ્તક નાચે

# ખુબીનો ખજાનો

ઉર્ફે

## ચાલુ જમાનાનો ચીતાર ભાગ—૧

કીંમત. કાચું પુઠું રૂ ૧ા ને પાકું રૂ ૧ાા

વાંચો વીધ વીધ જાતનાં પુસ્તક અપરમપાર;
પણ જોતાં ઝટ રાજી થશો, આ ગમ્મતનો ભંડાર.

સદા પરોપકારી અને ગુણગ્રાહી ભારતવાસી સજ્જનો તમોએ ઘણાંએ પુસ્તકો વાંચ્યાં હશે. પરંતુ જ્યાં સુધી આ ખુબીનો ખજાનો જોયો નથી ત્યાં સુધી બધું વ્યર્થ જ છે. જેમાં ગદ્ય, પદ્ય, ગજલો, ફુવારા, ફેન્સી કવીતાઓ, ફેનીક વાર્તાઓ, કોમીક કવાલીગો અને ચાલુ જમાનાનો આબેહુબ ચિતાર વળી હરેક ન્યાતની દેશી વાળી રમુજી કીલમો વગેરે ગમ્મતનાં ગાડે ગાડાં ઠાલવીને ખજાનો ખુબીથી તર કરેલ છે વળી પુસ્તક ખરીદનારનું પવીત્ર નામ બીજા ભાગમાં આશ્રયદાતા તરીકે પ્રસિદ્ધ કરવામાં આવશે. તો પુસ્તક ખરીદનાર ગ્રહસ્થોએ પોતાનું પુરેપુરૂં નામ, ઠેકાણું, ગામ વીગેરે ચોકસ લખી મોકલવું.

અમારૂ સરનામું—

કોમીક પોયટ ઉર્ફે એ. પી. રાવ કવી.

નડીઆદવાળા હાલ મુકામ કાલોલ જીલ્લે પંચમહાલ.

ફ્રેન્ડ. ફેન્સી.




## કંપેનીયન્સની કોમીક વાતચીત.

( ફ્રેન્ચ કટવાળા ફેન્સી ફક્કડનો ફજેતો. )

ફ્રેન્ડ—કેમ મીસ્ટર ફેન્સી, આજે આપે કોનાં સુવાળાં ઉતરાવ્યાં છે ઘરમાંથી ડોસો ડોશી ગયાં કે શું ?

ફેન્સી - નારે મીસ્ટર, મારાં તો ફાધર ને મધર બન્ને હાલ હયાત છે.

ફ્રેન્ડ -ત્યારે તમે અડધી મુછો ઉતરાવી નાંખી છે શા માટે? તમારા ચહેરા સામું જોઈને મને તો એમ ભાસ્યું કે મીસ્ટર ફેન્સીના ઘરમાંથી કોઈ અડધી સગાઈનું સગું ગુજરી ગયું હશે.

ફ્રેન્સી—ના, ના, યાર, આ તો આજકાલની ફેશન છે લોકોની દેખાદેખ અમે પણ શીખ્યા. આ મીસ્ટર હું તો પહેલાં એક ઉલ્લુ જેવો માણસ હતો અને ગામડામાં પડી રહેતો પણ એક દિવસ હું શહેરમાં આવ્યો ત્યારથી મારે ને ફેશનને હોટલમાં પીછાણ થયું. ત્યાંથી ફેશન મને તુરતજ હેર કટીન્ગ સલુનમાં લઇ ગઈ અને ત્યાં મારે માથે અને મોંઢે ફરી વળી.

ફ્રેન્ડ—ભાઇ આ તો ઠીક નથી દેખાતું આ સીનેમેટોગ્રાફમાં ચેપલીન આવે છે એની સીકલ સાથે આપની સીકલ મળી રહે છે.

ફ્રેન્સી—મીસ્ટર હું ફેસનના પગથીએ કેવી રીતે ચડયો તે જરા ચીત દઇને સાંભળો.

## ( ફ્રેન્સી સાંન્ગ ઉર્ફે હાફકાસ્ટ કવીતા )

### ( રાગ એમના મોં જેવો )

બુન હતો હું ભુતકાળમાં વર્તમાનમાં આવ્યું ભાન
નાઉ અનધર થીન્ગસ આઇડોન્ટવૉન્ટખટ્ચાહુચાયચીરૂટનેપાન

ભુલી ગયો બધી નેટીવ ભાષા હવે શીખ્યોછું હું ઓલરેટ
ગમાર હું એક ગાંમડીઓ તે આજકાલ થયો અપટુડેટ

હેરકટીન્ગ સલુનમાં જઈને, ફેશનએબલ કરતો ફેઈસ
દાડી પર છુરખો નંખાવી વળતી કટીન્ગ કરાવું ફેસ
મોં પર અડધી મુછ રખાવું ને પાઘડી બદલે પહેરૂં હેટ
સમ ટાઈમ્સએગો હતો હું ઉલ્લુ,જસ્ટનાઉ આઈએમ અપટુડેટ

કોટ પાટલુન ને કોલર પહેરૂં ને સાથે બાંધુ નેકટાઈ
આઈઝ ઉપર પાટા પેબલના રાત ને દહાડો દેઉ લગાઈ
નાઉ મી નો ડેર ન્યાત જાતની પેરન્ટસ ભલેને કુટે પેટ
આઈ વોઝ વન ઉલ્લુ ગામડીઆ બટનાઉ આઈએમ અપટુડેટ

ધર્મ કર્મ ને ધંધો ધારી એ સઘળું મારે યુઝલેસ
ટીશીન પાણી ટીન્ચર ને ટીનો ટાઈમે ટાઈમ કરૂ છું ટેસ
વળી નેટીવ બીડીઓ ગણી નકામી હવે પીઉ સીગર-સીગરેટ
ગમાર હું એક ગામડીઓ તે હવે થયોછું અપટુડેટ

ફાધર સેઈઝ મી સ્ટુપીડ ફેલો મધર કહે છે મુવો રડયો
યુઝલેસ અકરમી આવો પથ્થર તે શીદ પેટ પડયો
ઘરમાં ધણીઆણી ધમકાવે તો બી બંદા રહે છે ટેટ
આજ સુધી ખચ્ચરમાં ખાગીઓ થયો અત્યારે અપટુડેટ

કુરૂ—વળી છે મુજપર ફેશન પોલ્યુશનનું ચઢીયું પુર
કોથે કરીને બન્યો છું ઉલ્લુ, નથી હવે આ મોંપર નુર
વેટ મીન્સ છે વટાળ જગમાં આર્ય ડેન્ટ નો આભડછેટ
હીન્દુ મટી હાફકાસ્ટ થઇને, બન્યો અત્યારે અમઠુડેટ
આ—ફેસન એબલ ફેઈસના લીધે નોકરના જેવો દેખાઉં
સ્વધર્મ પર પુળો સળગાવી માયસેલ્ફ હું માર્યો જાઉં
જાહેર થયો હું હવે જગતમાં આજ સુધી ચાલ્યું પ્રાઇવેટ
પુર્ણ ફસાવાથી ફેશનમાં બનો ગયો છું અપટુડેટ.

ફ્રેન્ડ—આપનું કહેવું ખરૂ છે. પણ મરદનું નુર એક મુછજ છે. વળી જો આપને ન ગમતી હોય તો સપુચી કઢાવી નાંખો કાં તો આખી રહેવા દો જુવો રાવ કવીએ ખુબીના ખજાનાની બુકમાં લખ્યું છે કે:—

( દોહરો )

મુછ વડે મરદો તણું, સીન સરસ દેખાય.
મુખ પર મુછ ન હોય તો, બ્યંઢળમાં લેખાય;
સાધારણ મુછ હોય તો, બડ મુછીઆમાં ગણાય,
પણ અડધી મુછનો આદમી તેને શું કહેવાય ?

ફેન્સી—કેમ શું કહેવાય ? શું તે એમ-ઓ-એન-કે-ઇ-વાય મંકી એટલે માંકડો કહેવાય.

ફ્રેન્ડ—જુવો; તમોએ તમારે હાથેજ તમારો કેવો તોલ બાંધ્યો ? અને આટલું કહે હજુ સંતોષ ના પામ્યા

( સ્ત્રીઓનાં ગુપ્ત દરદોનો કટ્ટો દુશ્મન )

# વસુધા પીલ્સ.

## ગોળી ડઝન ૧ ની કીમ્મત રૂ. ૧ાા

આ વસુધા પીલ્સ સ્ત્રીએ છુપી જગોએ પહેરવાથી લોહી વા તથા પીળુ અને સફેદ પાણીનું પડવું તથા મળ ગુગળુ ધાતુનું જવું વીગેરે છુપી જગોની તમામ ગરમી એટલે વીસફોટીક, ચાંદી અથવા પેશાબે બળતરા બળવી તથા કમરનું ફાટવું વીગેરે તમામ દરદોને આ વસુધા પીલ્સ ટુંક મુદતમાં આરામ કરે છે વળી નરમને લબડી પડેલી ચામડીને સંકોચીને કઠણ અને સુંવાળી બનાવે છે અને સંસાર સુખ ભોગની પુરી મઝા બતાવે છે આ ગોળી રોગી અને નીરોગી બન્નેના ઉપયોગમાં આવે છે. વાપરવાની રીતનુ હેન્ડબીલ દવા સાથે મોકલવામાં આવશે માટે એક વખત મંગાવીને ખાત્રી કરો.

લખો.

જનરલ એજન્ટ—રાવ કવીની કુંપની-મુ. દાહોદ.

જીલ્લે પંચમહાલ

એ ...૰ મુલાકાત લઈ ખાત્રી કરો.

ખાસ હરસ, મસા તથા આંખના



# ડાક્ટર.

હરસ, મસા તથા આંખના દરદીઓને ખુશ ખબર આપવામાં આવે છે કે ગમે તેટલા વરસના જુના તથા દુઝતા હરસ, મસાને શસ્ત્ર ક્રિયા કર્યા શીવાય માત્ર એકલી વનસ્પતીની જડીબુટી ચોપડીને વગર દુઃખે ફક્ત એકજ અઠવાડીઆમાં આરામ કરી આપીશું. વળી આંખમાં પડેલા મોતીઆ ફુલ, છારી, પડાળ વીગેરે ગરમીના દરદોથી રદ થયેલી આંખોને શસ્ત્ર ક્રીયાથી અને દવાથી ટુંક મુદતમાં દુરસ્ત કરી આપીશું. વળી કોઈ ગૃહસ્થોને અમારે દવાખાને આવવાની ઈચ્છા ન હોય તો પત્ર લખી બોલાવાથી અમો જાતે આવીશું વળી ગુજરાત પંચમહાલ તથા ઉત્તર મધ્ય હીન્દુસ્તાનના ઘણા ભાગોમાં અનુભવ મેળવીને આવેલા:—

ડોકટર રતનલાલ બીહારીલાલ.

ઠે૦ છીકણીવાળા પંડ્યા મોતીલાલ કૃષ્ણારામના ડહેલામાં,

મુ. ડાકોર.

દેશાભિમાન રાખતા હો તો

# રાજસતાન વાપરો.

પ્રો. ખુરશીદ:—કે જેમની જન્મ ભુમી હિન્દુસ્તાન છે અને જેમણે દેશી દવાઓ ઉપરાન્ત ઈંગ્લીશ તથા અમેરીકન દવાઓનું જ્ઞાન મેળવેલું છે અને તેમણે સારી રીતે જાતે અજમાયશ કરીને

# આ રાજસતાન

નામની મુખવાસમાં વાપરવાની પવીત્ર ગોળી બનાવી છે આ ગોળી પાન સાથે ખાવાથી મોંને સ્વાદીષ્ટ બનાવે છે અવાજને સુધારે છે તથા પીત વાયુ અને કફનો નાશ કરે છે પાચન શકતીને વધારીને લોહીને સુધારે છે તેમજ વીદ્યાભ્યાસ કરનારાઓને તેમજ ગાનારાઓને આ ગોળી અત્યંત ઉપયોગી થઈ પડી છે. તો એક વાર વાપરીને ખાત્રી કરશો.

હેડ ઓફીસ—મુગલવાડા—વડોદરા.

પ્રોપ્રાયટર—પ્રો. ખુરશીદ.